# અત્યંજોનું અત્યંજપણું

## કોણ ટાળી શકશે?



લેખક અને પ્રકાશક:—

**નવમુસ્લીમ નાથા આશા. ચીખોદ્રા.**



આવૃત્તી પહેલી ... નકલ ૩૦૦૦.



કિંમત:—

**વાંચો, સોચો અને સમજો.**

# અંત્યંજોનું અત્યંજપણું કોણ ટાળી શકશે?



વ્હાલા. અત્યંજ ભાઇઓ, આપણે હજારો વરસથી મનુષ્યપણાના સ્વતંત્ર હકો ભોગવવાથી વિમુખ રહ્યા હતા અને હજુ પણ છીએ.

હાલ કેટલાંકએક વરસો થયાં આપણી ઉન્નતીના અર્થે કેટલાએક ધર્મ અને સમાજ તરફથી સતત પ્રયાસો કરવામાં આવે છે, એ આપણી કોમ માટે આશિર્વાદ સમાન છે. હવે આપણી મૂળ માન્યતા શું છે અને તે સાથે જે જે ધર્મો અથવા સમાજવાળાઓ આપણી કોમની ઉન્નતિ કરવા ધારે છે, તેનો શું હેતુ છે, તેની પુરી હકીકતો તપાસી જવાની આપણી પહેલી ફરજ છે. અને તેથી આપણે ચોકસ વિચાર કરી કોના થકી આપણી કોમની ઉન્નતિ થાય, આપણું અસલનું ક્ષત્રિય ગૌરવ સચવાય; અને આપણી ધાર્મિક આસ્થાઓ પણ કાયમ રહી શકે તે નક્કી કરી શકીએ.

અત્યંજ ગણાતી કોમમાં ઘણી પેટા જ્ઞાતિઓ તથા જાતિઓ છે. તે બધાને એકત્ર કરવાની જરૂર છે, પણ તે એકત્રતા પોતાની મેળે થઇ શકે તેમ નથી. તેના માટે પ્રયાસો કરવામાં આવે તો ઘણાં વીઘ્નો નડે અને તેને છેવટને પરિણામે લાંબી મુદત પછી પણ જેવાને તેવા રહે. માટે એક પંથ ને દો કાજની સફળતા કેવા પ્રકારે થવાનું સંભવિત બને તે નિઃપક્ષપાતપણે મારા વિચારો તમો ભાઇઓ સમક્ષ તથા જેને એ બાબતમાં લાગતું વળગતું હોય તેવાઓની સમક્ષ રજુ કરૂં છઉં.

(૧) પ્રથમ હિંન્દુધર્મ—આપણે હિંન્દુધર્મ પ્રમાણે વેદ, ગીતા, સ્મૃતિ, તથા અવતારીક પુરૂષોને માનીએ છીએ અને તેનુંજ ભજન કરીયે છીએ. છતાં આપણને પોતાને ઉંચ જ્ઞાતિમાંના ગણતા ભાઇઓ રામજી મંદિર, હનુમાન મંદિર, રણછોડજી મંદિર કે કૃષ્ણપરમાત્માનાં મંદીર જેવાં દેવ મંદિરોમાં અને જાત્રાસ્થાને જવા આવવાની મનાઇ કરે છે—અટકાયત કરે છે. કદાપી ધાર્મિક લાગણીથા આપણે ભુલેચુકે એવા સ્થળે ઘુસી ગયા હોઇએ ને કોઇ ઓળખીતો ઓળખી કાઢે; તો આપણા ભોગ મળ્યા. ધર્મ કરવા જતાં ધાડ કરવા જેવું થઇ

આપણને નડે છે અને મેથીપાક જમવો ( માર ખાવો ) પડે છે, તે વિશેષ. એટલે સમજી શકાય છે કે આપણે હિંન્દુ સમાજથી આપણી કોમની ઉન્નતિ કે ભલાઇની આશા રાખવી તે ફોગટ છે. જો તે હિંન્દુ સમાજથી આપણી ઉન્નતિ થઇ શકી હોત તો હજારો વરસ પહેલાંજ થઇ જતે.

(૨) ખ્રીસ્તીધર્મ––સામાન્ય રીતે જુદાં જુદાં મીશનો જેવાં કે રોમન કેથોલીક, મુક્તિફોજ, આયરીશ, મેથોડીસ્ટ, એલાયન્સ વીગેરે મીશનોએ આપણી કોમની ઉન્નતિ માટે સારો પ્રયાસ કર્યો છે. પરંતુ તેથી આપણે આપણા ધાર્મિક સિદ્ધાંતોથી ખસી જઇને ખ્રિસ્તી બન્યા ને તેથી મૂળ હિન્દુધર્મનાં છિદ્રો શોધવાનું શિક્ષણ મળ્યું. વળી આપણી આભડછેટ દુર થઇ શકી નહિં. એટલે મનુષ્યપણાના સ્વતંત્ર હકનો સ્વીકાર કોઇએ કર્યો નહીં. ગોરા પાદરી અમલદારો અને આપણા વચ્ચે જુદાઈ ચાલુજ રહી. ( દેશી સાડીમાં ખ્રિસ્તી થએલ અંત્યજબાઇની પોપ સાહેબે મુલાકત લેવા ચોકખી ના પાડી ) એટલે આપણો ઉદ્ધાર તેનાથીએ ન થયો. વળી આપણા માટે ને તેના માટેનાં ચર્ચ–દેવળ જુદાં છે ! તેનાંથી પણ આપણી કોમની ઉન્નતિ થઇ શકે ને આપણા ધાર્મિક સિદ્ધાંતો જળવાઇ રહે તે બનવાનુંજ નથી તેમ જણાઇ આવે છે.

(૩) આર્યસમાજ—વેદિક ધર્મના બહાને આર્ય બનાવવાની જોશભેર ચળવળ શરૂ કરી જગત ઉપરના સર્વે ધર્મોનું ખંડન કર્યું. પોતાની બગલા ભગત જેવી પવિત્ર વાણીથી જગત ઉપર પોતીકા પંથનો ફેલાવો કરવા નીકળ્યા, પણ જનસમુહ સામે ટકી શકાયું નહિ; એટલે કામ કરવાની પોલીસી બદલી નાંખી, રાજદ્વારી ક્ષેત્રમાં આગેવાનીભર્યો ભાગ લેઇ, દેશ સેવા બજાવનારા મહાન ભક્તો હોય તેવો ડોળ કર્યો અને દરેક ખુણે અંદરખાનેથી પોતાનો ઝેરી પવન ફુંક્યો ને વખત જોઇ, દાવે સોગઠી મારવાનું એટલે પોતાનો દાવ સાધવાનું ( પોતીકો પંથ ફેલાવવાનું ) શરૂ કર્યું અને તેથી સનાતની, હિંદુ, જૈન, મુસલીમ ને ખ્રીસ્તીઓની શુદ્ધિ કરીને આર્ય બનાવવાની ફરીથી શરૂઆત કરી.

આપણુને તે બાબત સાથે લાગતું વળગતું હોવાથી, તેના વિષે આપણે વધારે વિચાર કરી તપાસીશું કે આર્ય સમાજમાં જવાથી આપણુને ફાયદો છે કે નુકસાન? કારણકે તે હિંદુ ધર્મનો દાવો ધરાવનાર અને વેદને માનનાર હોવાનું જણાવેછે.

(૧) આર્ય સમાજની સ્થાપના આશરે ૪૦ વરસ ઉપર દયાનંદ સરસ્વતીએ કરેલી છે.

(૨) આપણી સનાતની હિંદુઓની માન્યતાનું ખંડન કરેલું છે. પુરાણ તે ગપાટા છે; રામ કૃષ્ણ તેઓ માત્ર રાજા હતા, દૈવી અંશ તેઓમાં નહતો; એટલુંજ કહી અટકયા નથી પણ તેઓ હલકી પ્રકૃતિના હતા તેવું શિક્ષણ તેમના અનુયાયીઓને આપે છે. એટલે હજારો વરસથી પળાતા આવેલા ધર્મને આપણાજ મોઢે ખરાબ કહેવાનું શીખવાડે છે.

(૩) અત્યંજ શુદ્ધિ કરીને અંતે અત્યંજ જ (ઢેડ) બનાવી અધોગતીમાં સબડવાનું નક્કી કરી આપે છે. અસ્પર્શતા ટાળી શકતા નથી અને ફરી પાછા અસલનાજ ખાડામાં ધકેલી મુકે છે.

(૪) નિયોગના નિયમને મુખ્ય ગણી વ્યભિચારને ઉત્તેજન આપે છે, ને નામધારી આર્ય થઈ, અસલ સનાતની આર્યોને ધર્મ વિરૂદ્ધના પાપી ગણાતા વ્યભિચારી દોષમાં સપડાવવા માંગે છે.

(૫) હિન્દુઓની સંખ્યા વધે એવી બાહેરથી રાજદ્વારી મતલબ ધરાવી, ધર્મના બહાને અસલ ધર્મથી વિમુખ કરે છે.

(૬) દેશની બે મહાન કોમો વચ્ચે થતી એકયતામાં પોતાની લોભી-સ્વાર્થવૃત્તિ સાધવા માટે મોટો અટકાવ કરે છે.

આ ઉપરથી આપ સમજી શકશો કે સમાજીષ્ટો મનલબીયાજ કારણને લઇ: આપણને ઉંચે ચડાવવા નહીં પણ પાછા અધોગતિમાં સગડાવવા, આપણા હિત શત્રુઓ બની, આપણને ભોળવવા આવે છે. તેનાથી આપણી કોમની ઉન્નતિ કદીપણ થઇ શકે તેવું નથી. જ્યાં સ્વાર્થજ એક મુળ છે, ત્યાં પરમાર્થનું નિશાન હોઇ શકતુંજ નથી. જે ધર્મ જ વ્યભિચારી કામો કરવાની છુટ આપતો હોય, તે ધર્મમાં જતાં કોઇનું પણ કલ્યાણ થઇ શકતું નથી. કહેવત છે કે:-"જ્યાં થાયે જીના-વ્યભીચાર ત્યાં આખરે ફના."

૪ ઇસ્લામ—ઇસ્લામમાં બાદશાહથી ફકીર અને નવાબથી કરી ( કલમો પઢેલ ) ઢેડ ભંગી, સરવે એકસરખા ગણાય છે. તેમાં કાળા કે ગોરાનો ભેદ નથી. બીજા ધર્મોનું ખંડન નથી. મુર્તિ પુજાના શિક્ષણને વખોડી કાઢે છે. એક પરમાત્મા તથા તેમના તરફથી આવેલા પયગમ્બર સાહેબોને કબુલ રાખે છે. છેવટે કરેલાં સારાં અને ખરાબ કૃત્યોનો હિસાબ આપવો પડશે તે ચોક્સ છે, એમ સમજાવે છે. એવો ઇસ્લામ જે પવિત્ર અને પાક છે, જેના ઉપર કોઇપણ જાતનો દાગ નથી, એવો **ન કલંક** ( કલંક વગરનો ) ધર્મ, આપણી કોમને ઉન્નતિ માટે શું કરે છે અને તેથી શું થઇ શકશે તે પણ આપણે તપાસી નક્કી કરી શકીએ છીએ.

(૧) ન કલંક ધર્મ:—એટલે કલંક વગરનો ધર્મ, પાક ધર્મ, અને તેવો ધર્મ તે **ઇસ્લામ** જ છે.

(૨) સરાતલ મુસ્તકીમ એટલે સીધા રસ્તાપર મજબુત થાવું એ શબ્દોનો ગુજરાતી જબાનમાં **સતપંથ** એટલે સાચો રસ્તો એવો અર્થ થાય છે.

(૩) આપણી સનાતનની માન્યતા પ્રમાણે રામ કૃષ્ણ વગેરે અવતારીક પુરૂષો હિન્દુસ્તાનના પયગમ્બર હોવાનું કબુલ કરે છે.

(૪) આ કળીયુગના જમાનામાં જગતગુરૂ પયગમ્બર હઝરત મહંમદ રસુલીલ્લાહ (સ. અ. વ.) છે, એ આપણા અથર્વવેદમાં અલોપનિષદમાં આવેલા શ્લોકથી સિદ્ધ થાય છે.

(૫) અસંજ, હલમો પડયા પછી, અસંજ (ઢેડ) રહી શકતો નથી અને તે ગમે તેવા ઉંચ ખાનદાની મુસલમાન સાથે એકજ વાસણમાં જમી શકે છે. વળી ધાર્મિક સ્થળોમાં દરેક જગાએ છુટથી જઇ શકે છે.

(૬) મુડદાલ માટી-માંસ, દારૂ, વ્યભિચાર વિગેરે વ્યસનો માટે સખત મનાઇ કરે છે.

(૭) અસ્પર્શતાનો સદંતર નાશ કરે છે.

(૮) ઇસ્લામ એવો પાક છે કે અસ્પર્શ જાતિને એક હિંદુ અડકી જતાં અભડાય છે, ત્યારે તેજ હિંદુ તુરત મુસલમાનને અડકી પાક થયાનું જાહેર કરે છે. એવો પવિત્ર-પાક મઝહબ તેજ ઇસ્લામ છે ને તે પાક હોઇ દરેકને પાક-શુદ્ધ કરી શકે છે.

હવે ઉપરની હકીકતો ઉપરથી આપ ભાઇઓ બહુજ ધ્યાનપુર્વક વિચાર કરશો તો માલુમ પડશે કે બીજા ધર્મો અથવા સમાજીષ્ટોમાં જોડાવા કરતાં, ન-કલંક ધર્મ ( ઇસ્લામ ) માં જોડાવાથી આપણે માટે ઘણુંજ સારૂં અને આપણી કોમને ઉન્નતિમાં લઇ જવાનું બની શકશે; કેમકે ત્યાં આપણે આપણા સનાતની ધર્મની માન્યતા પ્રમાણે પવિત્ર ઇસ્લામ પાળી શકીએ છીએ અને જ્યાં આપણી અસ્પર્શતા તદન નાશ પામે છે. આપણી જાતિઓની ઐક્યતા પણ તેમાં જોડાવાથીજ ઘણી સહેલ રીતે થઇ શકે તેમ છે, ને આપણી ઉન્નતિના દરવાજા આપણા માટે ખુલ્લા થાય છે. માટે **ભાઇઓ, અગર તમારી ઉન્નતિ કરવા ચાહતા હો, તમોને મનુષ્યપણાના સ્વતંત્ર હકો ભોગવવાની ઇચ્છા હોય, તમારી અસ્પર્શતાનો સદંતર નાશ કરાવવા ઉત્કંઠા હોય, તો ઉઠો અને જાગૃત થઇ જાવ. હવે નીદ્રાને ત્યાગ કરી, આપણા ભલામાટે એકદમ ઇસ્લામમાં જોડાવા તૈયાર થઇ જાવ.** ધીમે ધીમે પણ મક્કમપણે આપણે આગળ વધી શકીશું અને બીજા આપણા ખ્રિસ્તી અને ઢેડ ભાઇઓને દેખાડી આપીશું કે એ ધર્મથી આપણી આર્થિક, સામાજીક, નૈતિક તથા રૂહાની તાકાત કેટલી બધી વધી છે. અહીં લાલચ નથી, ફોસલાવવાનું નથી, મોટી આશાઓ નથી, રાજદ્વારી કારણ નથી, પણ માત્ર ધર્મ છે. વિશ્વાસ રાખો અને આગળ વધવા પ્રયત્ન કરો. તમારા પછવાડે ૪૦ કરોડ મુસલમાન તમને

મદદ કરનાર છે. તમારો બેલી પરમેશ્વર (ખુદા) છે. તમોએ ઘણાં સંકટો સહન કર્યાં, હવે એ પરમાત્માએ તમારા ઉપર દયા કરી, તમારા પાસે પોતાના દાસો મોકલ્યા છે કે રખે તમે શયતાનના સપાટામાં સપડાઈ જાવ!

શુદ્ધિ કરનારજ અશુદ્ધ હોય તો તે બીજાને શુદ્ધિ શું કરી શકે! તમો મુસલમાન બનીને શુદ્ધ બન્યા હો અને તમારી અસ્પર્શતા મટી ગઈ હોય, તે નહીં દેખી શકવાથી તમને શુદ્ધિના બહાને ફરીથી અત્યંજ બનાવે એટલે તમારી અસ્પર્શતા પાછી ચાલુ કરી આપે. હવે તમો શુદ્ધિ કરાવવાથી શુદ્ધ બનો છો કે અશુદ્ધ, તે તમારા વિચારથીજ સમજી શકશો.

મારા બંધુઓ, આપને મેં મારી યથામતી ટુંકાણમાંજ સમજાવવા આ કોશીશ કરેલ છે તો તે ઉપર ધ્યાન પોંહચાડી, ખુબ વિચાર કરી, કોઈના ફંદામાં ફસાશો નહીં. ખુદા-પરમાત્મા સુબુદ્ધિ આપે આમીન.

નાથા આશા ચિબોડ઼'.

---